હાસ્ય-કટાક્ષમય સંગીત નાટક

# શહેર સુધરાઈ અર્થાત મ્યુનિસિપાલિટી

[ ગુજરાતી અનુવાદ ]



## સંક્ષિપ્ત સાર—તથા

## ગાયનો 



છપાવી પ્રસિદ્ધ કરનાર :

**શ્રી. ગ. વિ. ચીરકર**

ડાક : શ્રી આનંદ વિલાસ સંગીત નાટક મંડળી
બદ, અમદાવાદ.

કિંમત બે આના

અમદાવાદ
૧૯૪૮

પ્રકાશક :
શ્રી ગ. વિ. વીરકર
ભદ્ર, અમદાવાદ.



સંક્ષિપ્ત સારના લેખક :
કુંજવિહારી ગોપીલાલ ધ્રુ.
અમદાવાદ.



ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં
મણીલાલ કલ્યાણદાસ પટેલે
છાપ્યું. પાનકોર નાકા,
અમદાવાદ.

હાસ્ય-કટાક્ષમય સંગીત નાટક

# શહેર સુધરાઈ અર્થાત્ મ્યુનિસિપાલિટી

[ ગુજરાતી અનુવાદ ]



## સંક્ષિપ્ત સાર તથા

## ગાયનો



છપાવી પ્રસિદ્ધ કરનાર :

શ્રી. ગ. વિ. વીરકર

માલીક : શ્રી આનંદ વિલાસ સંગીત નાટક મંડળી
ભદ્ર, અમદાવાદ.

કિંમત બે આના

અમદાવાદ

૧૯૪૦

# પ્રસ્તુત નાટકનો ઇતિહાસ

શ્રી. આનંદવિલાસ સંગીત નાટક મંડળી તરફથી શ્રી. મા. ના. જોશીની સિદ્ધહસ્ત લેખિનીથી લખાએલું નાટક ઈ. સ. ૧૯૨૫ માં પ્રથમ રંગભૂમિ ઉપર રજુ થયું તે વખતથી જ તે એટલું લોકપ્રિય થયું કે ઈ. સ. ૧૯૨૯ની સાલ સુધીમાં તો તે નાટક મંડળી શ્રી. આનંદવિલાસના નામને સ્થાને "મ્યુનિસિપાલિટી"ના નાટકવાળી મંડળીને નામે ઓળખવા લાગી. સમસ્ત મહારાષ્ટ્રમાં આ નાટકની પાછળ માર્મિક રીતે સૂચવાએલો ઉચ્ચ ઉદ્દેશ કેટલો લોકપ્રિય થઈ પડચો તેના પુરાવા રૂપે ૧૯૨૬ તથા ૧૯૨૯નાં વર્ષોમાં અનેક મહિનાઓ સુધી પૂનાની જનતાની ચિકાર મેદની સમક્ષ તે ભજવાતું રહ્યું હતું. આવા શુભ ઉદ્દેશથી લખાએલું નાટક ગુજરાતી જનતા સમક્ષ પણ રજુ થાય એ હેતુથી પ્રસ્તુત નાટક મંડળીએ તેનો ગુજરાતી અનુવાદ તૈયાર કરાવ્યો છે અને તે આજે અત્રે પ્રેક્ષકવર્ગ સમક્ષ મૂકાય છે. આશા છે કે ગુજરાતમાં પણ તેની પાછળ રહેલો માર્મિક કટાક્ષ તેમજ તેનો ઉદ્દેશ સમજાશે અને તેને ગુજરાતી જનતા સત્કારશે.

---

# શહેર સુધરાઈ

અર્થાત્

# મ્યુનિસિપાલિટિ

નાટકના ગુજરાતી અનુવાદનાં

સંક્ષિપ્ત સાર. તથા ગાયનો

## નાટકનું વસ્તુસૂચન

મ્યુનિસિપાલિટીની સ્થાપના એ સ્થાનિક સ્વરાજ્યનો હક હિંદની બ્રિટિશ રાજ્ય નીચે વસતી પ્રજાને મળેલા અમુક વિશેષ અધિકારોનો એક અંશ છે એ સુવિદિત હોઇ અત્રે તેનું વધુ વિસ્તારથી વિવેચન કરવાની આવશ્યકતા નથી. જનતાના મોટા સમુદાયને મતાધિકાર પ્રાપ્ત થવાથી લોકશાસનના સિદ્ધાંતનો પ્રચાર સારી રીતે થાય અને ઉત્તરોત્તર રાજકીય સ્વરાજ્યની સંસ્થાઓના તંત્રમાં પ્રવેશ કરવાનો લોકોના નીમેલા પ્રતિનિધિઓને પ્રસંગ ઉભો થતાં તેનો વહીવટ કરવાનું કૌશલ્ય તેમને પ્રાપ્ત થાય એ હેતુ સ્થાનિક સ્વરાજ્ય માટે નક્કી થએલા મતાધિકારનો છે. પરંતુ બ્રિટિશ સરકારના દોઢસો વર્ષના વહીવટ પછી પણ સામાન્ય જનતામાં જે અજ્ઞાન અને તેથી પણ વધારે હાનીકારક અલ્પજ્ઞાન સર્વત્ર ફેલાએલું નજરે પડે છે તેને લીધે એવા અર્ધદગ્ધ અને અશિક્ષિત મતદાર સમૂહદ્વારા આ પ્રકારના મતાધિકારથી કેવાં હાસ્યાસ્પદ પરિણામો ઉભાં થાય છે એ પ્રેક્ષકો સમક્ષ રજુ કરવાના હેતુથી આ નાટક લખવામાં આવ્યું છે. આપણા ઇલાકાના કેટલાંક શહેરોની મ્યુનિસિપાલિટી-

ઓમાં આ નાટકમાં દર્શાવેલાં દશ્યો નથી જોવામાં આવતાં એમ છાતી ઠોકીને કહી શકાય નહિ. અલબત્ત હાસ્યરસની નિષ્પત્તિ માટે લેખકે થોડે અંશે અત્યુક્તિ ભરેલું વર્ણન કર્યું છે છતાં એકંદરે અભણ તથા અજ્ઞાન જન સમુદાય પાસે મતાધિકાર હોવાથી તેમણે કરેલી ચુંટણીનું આવા પ્રકારનું પરિણામ આવે એ અસંભવનીય નથી જ. આપણી મ્યુનિસિપાલિટીઓમાંથી કેટલીકમાં ચાલી રહેલો ગેરવહીવટ, મેમ્બરોના અંગત સ્વાર્થ માટે જનતાના સાર્વજનિક હિતનો આપવામાં આવતો ભોગ, અશિક્ષિત છતાં માત્ર પૈસાને બળે મ્યુનિસિપલ સભ્ય બનનારી વ્યક્તિઓનું અધમ વર્તન, આ સર્વ વસ્તુઓ ઓછેવત્તે અંશે આપણે ઘણી વાર જોઇએ છીએ. આ આખીય વસ્તુ જનતા સમક્ષ મૂકી તેમાંથી પ્રજાન સમજદાર વર્ગને મ :કારનો સદુપયોગ કરવાનો સાચો માર્ગ શોધી કહાડવ. ા માર્મિક ઉપદેશદ્વારા સૂચના કરવી એ લેખકનો ઉદ્દેશ છે.

—o—

## સંક્ષિપ્ત સાર

## અંક ૧ લો

અમુક શહેરની સુધરાઈના કચરા મુકાદમો પોતાના હાથ નીચે કામ કરનારી ભંગી સ્ત્રીઓ સાથે પ્રેમ ગોષ્ટી કરતા પ્રથમ પ્રવેશમાં નજરે પડે છે. એ ભંગી સ્ત્રીઓ પોતપોતાના પ્રેમ પ્રસંગોનું વર્ણન કરે છે. એવામાં મુકાદમ કેશવલાલ આવી પહોંચે છે અને કોઈ મોટો અમલદાર રાજમાર્ગ ઉપરથી તે દિવસે પસાર થનાર હોવાથી તે માર્ગને ઝાડીઝૂડી સાફ કરવાનો તેમને હુકમ કરે છે. પરંતુ મુકાદમ

સાથે પ્રથમથી જ બોલ ચાલની છૂટ થઈ ગયેલી હોવાથી સાફ સૂફીનું કામ તો એને ઠેકાણે જ રહે છે, માત્ર થોડી દિલની વાતો અને પાન સોપારીની આપલે થાય છે. એટ-લામાં વળી પટાવાળો આવે છે તે પણ પોતાની પ્રેમપાત્ર ભંગી સ્ત્રી સાથે ઇશ્ક બાજીની વાતો કરે છે. એ વાતોમાંથી મુકાદમ અને પટાવાળા વચ્ચે હિંદુઓની જૂની રાજશાહી અને મુસલમાનોની બાદશાહી સંબંધે વાદ વિવાદ થતાં છેવટે હાલમાં આપણા સામાન્ય વર્ગ પાસે હિંદુઓમાં ( ખાસ કરીને મહારાષ્ટ્ર વાસીઓમાં ) પાનનો બટવો અથવા ચંચી અને મુસ્લીમ ભાઇઓમાં હુક્કો એજ નિશાનીઓ બાકી રહી છે એવા નિર્ણય ઉપર આવી બધા વિખરાય છે.

ત્રીજા પ્રવેશમાં કપિલાબાઈ નામની શિક્ષિકા પૈસાના ગુણગાન કરે છે અને તે મેળવવા માટે શા શા પ્રપંચો કરવા તેની મન સાથે ઘડભાંજ કરે છે, ઘડીભર પૈસો મેળવવાની પ્રવૃત્તિ કરવા જતાં પ્રેમ મેળવવાની તેની ઇચ્છા પાર ન પડે એવો તેને વિચાર આવે છે પણ તે માત્ર ક્ષણભરજ. પૈસો પણ મળે અને પ્રેમનો ભાગ પણ ન આપવો પડે એવી વ્યવસ્થા તેને સૂઝે છે. આ વિચારોની ઘટમાળ ચાલી રહી છે એટલામાં સ્થાનિક મ્યુનિસિપાલિટીના અમુક સભ્યો તથા ચીફ ઑફિસરને તેણે ચાહ પીવા બોલાવ્યા છે તે યાદ આવતાં તે સંબંધી વ્યવસ્થા કરવામાં પડે છે. તે વખતે તેનો મિત્ર રામલાલ આવી પહોંચે છે. આ રામલાલ ને પોતાના મ્યુનિસિપલ સભ્ય મિત્રો ને કહી સેક્રેટરીની નોકરી અપાવવાની તેની ધારણા છે. મ્યુનિ-સિપાલિટીમાં માત્ર મેમ્બરજ નહિ પરંતુ પૈસાના જોરે પ્રેસિડન્ટ બનવાની ઉમેદ રાખનારા એક શ્રીમાન, પરંતુ ઘણુંજ ઓછું શિક્ષણ પામેલા, સરકાર દરબારમાં માન ખિતા-

ખની ભૂખ ધરાવનારા, બ્રિટિશ સરકારની શીતળ છાયામાંજ જીવનની સાર્થકતા માનનારા, વ્યાપારી શેઠ ધેનુવલ્લભ સાથે આ કપિલાને ઓળખાણ થાય છે અને તેનો પૂરેપૂરો લાભ લેવાનો કપિલા નિશ્ચય કરે છે. તેના મનના આ ભાવો કોકિલા નામની તેની એક સખી જે મ્યુનિસિપલ નર્સ છે તથા મ્યુનિસિપલ ડૉકટરની પ્રેમ પાત્ર છે તેની સમક્ષ કહી દેખાડે છે. કોકિલા પ્રગટ રીતે તેની સખી પ્રત્યે સહાનુભૂતિ દેખાડે છે પણ મનમાં બળે છે, અને કહે છે કે એ ધેનુવલ્લભ એના પોતાના હાથમાં સપડાયો હોત તો બાજી જૂદીજ ખેલાત.

મ્યુનિસિપલ સભ્યોમાંના ડૉકટર, પ્રોફેસર, ગદ્દુલાલ મારવાડી, જીવલો હજામ વગેરે નાચ ગાનના જલસામાંથી કપિલાબાઇને ત્યાં આવે છે અને ત્યાં તે સઘળા મ્યુનિસિપાલિટીમાં પોતે કેવી રીતે અંગત સ્વાર્થો સાધવાના દાવો લઢાવે છે તે વિશે તડાકા હાંકે છે.

આ સઘળી વાતો સાંભળી રામલાલ દેશની ગરીબ પ્રજાના ભાવિ માટે ખેદ દર્શાવે છે.

નર્સ કોકિલા ડૉકટરને પ્રાઇવેટ કેસની યાદી આપી ત્યાંથી જવાનું સૂચવે છે.

થોડીવાર આમ તેમનાં ગપ્પાં મારી મેમ્બર સાહેબો વિદાય થાય છે, અને રામલાલ તથા કપિલા વચ્ચે જગતની વિચિત્રતા વિશે થોડો સંવાદ થાય છે.

ચોથા પ્રવેશમાં મ્યુનિસિપલ પટાવાળો, મંગલી મેતરાણી તથા પ્રાણુલાલ કૅમ્પાઉન્ડર ગામમાં લાગેલી આગ સંબંધી વાતચીત કરે છે અને મ્યુનિસિપલ ફાયર એન્જીન તેમજ ટેલિફોનની કંગાલ પરિસ્થિતિનું આબાદ વર્ણન કરે છે, અને

ગાયનમાં આ ઉપરથી હાસ્યાસ્પદ દેખાતી, પરંતુ ખરેખરી કરૂણાજનક પરિસ્થિતિ પ્રેક્ષકો સમક્ષ વર્ણન કરી બતાવે છે.

ત્યાર પછી ઘેનુ વલ્લભ શેઠ પોતાના મનમાં સરકારી પદવીઓ મેળવવાના તથા મ્યુનિસિપલ પ્રેસિડન્ટ બનવાના હવાઈ કિલ્લાઓ બાંધતા પ્રવેશ કરે છે, અંગ્રેજ અધિકારીઓ પાસે પદવીદાન મેળવવા માટે કેવી નીચ ખુશામત કરવાના પ્રસંગો તેમને પ્રાપ્ત થયા છે તેનું વર્ણન કરે છે એટલામાં એમનો પ્રાઈવેટ સેક્રેટરી રામલાલ જે કપિલાની લાગવગથી એમની પાસે નોકર રહી ગયો છે તે આવે છે અને શેઠને મહારાજ, રાવસાહેબ વગેરે શબ્દોથી સંબોધતાં શેઠનો આત્મા ખૂબ પ્રસન્ન થાય છે અને રામલાલને શેઠ શાબાસી આપે છે. થોડી વારમાં પ્રોફેસર હ ઘેનુવલ્લભને મળવા આવે છે તેમની પાસે ઘેનુવલ્લભ મ્યુનિસિપલ સભ્યો માટે કેવા પ્રકારનું જ્ઞાન જોઈએ તેની પૂછ પરછ કરે છે, અને પ્રોફેસરના ઉપર ઉપરથી સુડોળ દેખાતા શબ્દ જ્ઞાનથી ચકિત થઈ જાય છે. આ વાતચીત દરમીઆન તબલાં પખવાજના તાલમાં પોતાને નિપૂર્ણ માનનાર અને શાસ્ત્રીને નામે ઓળખાનાર વરાહ શાસ્ત્રી નામના બીજા મ્યુનિસિપલ સભ્ય હાજર થાય છે. પ્રોફેસર તથા વરાહશાસ્ત્રી પોતપોતાની છાપ શેઠ ઉપર પાડવા માટે પ્રયત્ન કરે છે અને છેવટે વરાહશાસ્ત્રી પખવાજ ઉપર વગાડવાના ધમાર તાલના બોલ મ્હોંઢેથી બોલી સહુ કોઈને શુરાતન ચઢાવે છે.

—o—

## અંક બીજો

રૂખી મેતરાણી તથા કેશવલાલ વચ્ચે પ્રેમ સંવાદ થાય છે, ન્યાત જાતના બંધન તોડી તેમજ મ્યુનિસિપલ કાયદાનું ઉલ્લંઘન કરી કેશવલાલ રૂખી સાથે નાતરૂં કરવાનું નક્કી કરે છે અને રૂખી પણ કબૂલ થાય છે. પણ નાતરૂં થયા પછી એક બીજા પ્રત્યે કેવા પ્રકારનું વર્તન રાખવું તેની રમુજ ભરી રીતે અગાઉથીજ સમજૂતી કરી લે છે.

ત્યારપછીના પ્રવેશમાં મ્યુનિસિપલ દવાખાનામાં ચાલતા અંધેર વ્યવહારનું દષ્ય દેખાય છે. દર્દીઓની બૂમરાણ, કૅામ્પાઉન્ડર તથા દવાખાનાની નોકર બાઈનો તિરસ્કાર વગેરે સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. ડૉકટર તથા નર્સ ત્યાં આવતાં ડૉકટર પોતાને પ્રાઈવેટ વિઝીટ કેટલી થઈ, કેટલા પૈસા ખાલી સલાહ આપી પડાવ્યા વગેરે વર્ણન નર્સ કોકિલા સમક્ષ કરે છે, અને પછી કૅામ્પાઉન્ડરને અમુક અમુક મ્યુનિસિપલ સભ્યો માટે ઔષધો તૈયાર કરવાનું કહી નર્સને લઈ વિદાય થાય છે.

ઘેનુ વલ્લભ પોતાના સેક્રેટરી સમક્ષ પોતાની ચતુરાઈનાં ગુણગાન કરે છે અને કેવી ખૂબીથી કપિલા બાઈને પોતે વશ કરી તેનું વિસ્તારથી વિવેચન કરે છે. રામલાલ સેક્રેટરી પણ શેઠને છાપરે ચઢાવવા માટે અતિશયોક્તિથી ભરેલાં વખાણ કરે છે અને શેઠ ખુશ ખુશ થઈ જાય છે.

કપિલાની પણ ખૂબજ તારીફ રામલાલ કરતો હોય છે એટલામાં કપિલા ત્યાં આવે છે શેઠને ત્યાં થનારી પાર્ટી માટેનાં આમંત્રણો લખી નાંખે છે અને શેઠને એમની સહી

કરવાનું કહેતાં શેઠ એને જ પોતાની સહી પણ કરી નાંખવાની સૂચના કરે છે.

ત્યારબાદ ચોથા પ્રવેશમાં કેશવલાલ પોતાના નવા સંસારની તથા પોતે ભાડે રાખેલા વરાહશાસ્ત્રીના ઘરની વાતચીત પ્રાણલાલ સાથે કરે છે, એ ઘરની અતિશય કંગાલ સ્થિતિનું વર્ણન ગયા યુગનાં મોટાં શહેરોમાંના કેટલાંક ઘરોનો ખ્યાલ આબાદ રીતે આપે છે.

આ વાતચીત પછી પટાવાળો શેખહુસેન તથા મંગળી અને રૂખી આવે છે અને શહેરની ગટર ખોદવાનું તથા મકાનો તોડી પાડવાનું કામ ચાલી રહ્યું છે તે સંબંધી રમુજી સંવાદ એ સઘળાં વચ્ચે ચાલે છે, પાંચમા પ્રવેશમાં મ્યુનિસિપલ મિટીંગનું દૃશ્ય આવે છે તેમાં પ્રેસિડન્ટ મી. પાગલ તથા અન્ય મેમ્બર સાહેબો પોતપોતાના અંગત સ્વાર્થની સિદ્ધિ માટે કેવી ખટપટ કરે છે, જાહેર જનતાની માંગણીઓ પ્રત્યે કેવું અક્ષમ્ય દુર્લક્ષ બતાવે છે, એનો સચોટ ચિતાર રજુ થાય છે. આ સભામાં મ્યુનિસિપલ પ્રેસિડન્ટ માટે ઉમેદવારી કરનાર શેઠ ઘેનુ વલ્લભ પણ ત્યાં ચાલતો વહીવટ નજરે નિહાળવા હાજર રહ્યા છે એમણે તો અમુક જ રંગનાં ચશ્માં પહેરલાં હોવાથી મ્યુનિસિપલ સભ્યોનું વર્તન વ્યાજબી અને સચોટ સત્તાના દર્શન કરાવનારૂં એમને લાગે છે, અને તે ચકિત થઇ જાય છે.

---

# અંક ત્રીજો

ઇલેકશનને અંગે મતો મેળવવાની ધમાલમાં પડેલા વરાહશાસ્ત્રી નિરાશાના ઉદ્ગાર કાઢતા પ્રવેશ કરે છે એમના બધા પ્રયત્નો વ્યર્થ જતા લાગે છે અને દરેક જણ ઘેનુ વલ્લભના પૈસાના મોહમાં તણાઈ તેમને જ મત આપવાના હોય એમ લાગે છે. જગતના વૈચિત્ર્યનો અને જનસ્વભાવનો સારો પરિચય વરાહશાસ્ત્રીનું સંભાષણ આપે છે. એટલામાં ઘેનુ વલ્લભ જાતે જ ત્યાં આવે છે અને કપિલા સાથે લગ્ન કરવા સંબંધે તેમની સલાહ લેવાની ઇચ્છા પ્રદર્શિત કરે છે. પરંતુ ઘેનુ વલ્લભને પોતાના અગાધ જ્ઞાનથી મુગ્ધ કરવાની ધારણાથી છેકજ અગ્ન ન અને ભાન ભૂલ્યા પુરાણ શાસ્ત્રીઓ જેવી વાહીઆત અને હાસ્યાસ્પદ દલીલો તે કરે છે તેમ છતાં ઘેનુ વલ્લભ જેવા મૂર્ખ શિરોમણી ને તો તે અવશ્ય ચકિત કરી નાંખે છે.

આ છેલ્લા અંકના બીજા પ્રવેશમાં રામલાલ તથા કપિલા, શેઠ ઘેનુ વલ્લભને મ્યુનિસિપાલિટીમાં મોકલવા માટે કેવા કેવા ઉપાયો યોજવા તે વિશે વિચાર કરે છે અને સાથે સાથે કપિલા પોતાનો રામલાલ પ્રત્યેનો પક્ષપાત સ્પષ્ટ શબ્દોમાં દેખાડે છે. રામલાલ પોતાના શેઠનું કામ કાઢી લેવા ખાતર હાલ તુરત કપિલાના આ ભાવને આઘાત પહોંચાડતો નથી અને એના મનને રૂચે એવા શબ્દો જ બોલે છે. એવામાં ઘેનુ વલ્લભ આવે છે અને પોતાને સરકાર તરફથી ખિતાબ મળ્યાની હકીકત પ્રગટ કરે છે. થનાર ઇલેકશન માટે કેવી રીતે જોગવાઇ કરવી એની યોજના ઘડે છે. બીજા મ્યુનિસિપલ સભ્યો ત્યાં આવી પહોંચતાં રામલાલ એક સુંદર કવિતા સંભળાવે છે અને સઘળા તેનાં વખાણ કરે છે.

સઘળા મેમ્બરો શરાબની મોજ ઉડાવે છે અને ચંદ્રી નાચનારીને બદલે રૂખીનો નાચ જોઇ આનંદ લૂંટે છે.

ચોથા પ્રવેશમાં ઇલેકશનના મંડપનું દૃષ્ય રજુ થાય છે. આ પ્રસંગે પ્રત્યેક ઉમેદવાર પોતાની નિશાની તથા મતદારોને વહેંચવાની મિઠાઈ વગેરે સ્પષ્ટ અથવા આડકતરી રીતે જાહેર કરે છે, ત્યાર પછી મતની ગણત્રી થતા પહેલાં પોલીસ આવી પહોંચે છે અને મતો લેવામાં વપરાએલી ચાલાકી તેમજ અનેક પ્રકારની ઠગાઈના પ્રસંગો ઉઘાડા પાડે છે તથા તેવી ઠગાઈમાં સપડાએલી વ્યક્તિઓને, શેઠ ઘેનુવલ્લભ, ગઠુલાલ મારવાડી વગેરેને કેદ કરે છે. આ પ્રસંગે સઘળાને પોતે કરેલાં કામનો પસ્તાવો થાય છે અને રામલાલ સેક્રેટરી મ્યુનિસિપાલિટીનું ખરૂં રહસ્ય, મતદારોની ફરજ ઇત્યાદિ સચોટ રીતે પ્રેક્ષકો સમક્ષ રજુ કરે છે.

—o—

## મરાઠે બ્રધર્સ

ચોખ્ખાં અનાજ, કરિયાણું તથા મસાલો
વેચનાર.

**વ્યાજબી દામ—ઉત્તમ માલ**

ઠે. પી. ધનજીભાઈ [સોડાવાળા] ની સ્હામે,

રાયખડ રોડ, **અમદાવાદ.**

---

## ડી. વાય. મરાઠે

**સ્પેશિઅલ એજન્ટ**

**ધિ કૉમન વેલ્થ એસ્યોરન્સ કંપની
લીમીટેડ.**

રાયખડ રોડ, **અમદાવાદ.**

# શહેર સુધરાઈ અર્થાત મ્યુનિસિપાલિટિ.

—o—

## ગાયનો

—o—

## ઈશ્વર સ્તુતિ

**સૂત્રધાર—**

હે પ્રભો પામજો નમન કૃપા રાખજો ॥
પ્રેરણા કરો સતત. દેશસેવા ॥ કૃ ॥
હિનબલ સ્વજનતા બાપડી આ થઈ ॥
કોણ તુજ વગર છે સૌખ્ય દાતા ॥ ૧ ॥
ભય સદાનો અરે અન્ત અમારો કરે ॥
કાલ નિયત હે પ્રભો દોડ દાતા ॥ ૨ ॥
હિન્દ ભૂમિ જનની સૌખ્ય હિત સાધવા ॥
આપો સદાનો ઉત્સાહ દાતા ॥ ૩ ॥

—o—

## અંક ૧ લો

## પ્રવેશ ૧ લો.

**કેશવલાલ—**

નગરદેવી તું મ્યુનિસિપાલિટિ નમીએ તુજ માવડી,
જોડીને હાથ પગ રાંકડી.
જાદુવાળી લીલા તારી દરિયાથી ઉંડી,
ડુબાડે કવિનીજ નાવડી.
દર ત્રણ વર્ષે ચુટણી તારો તોર ખરો માવડી,
હચમચે નાગરિક બાપડી.
શૃંગાર સુંદરા તુ પ્રેમલડી ગોતી કાઢે ખરી,
જેટલાં ઢોર બળદ માંકડી. ॥ ચાલુ ॥

કોઈને હાથ ત્રાજવું હશે, કોઈ કાપડવાળો હશે.
કોઈ હજામ ધંધો કરે, કોઈ મજુર મજુરી કરે.
કોઈ ઘરાક પીઠે ફરે, કોઇ વિધવાને મોખરે.
કોઈ ડીગ્રી આગળ ધરે. ॥ ચાલ ॥
છેલ છબીલા ઉડાણ ટપ્પુ પાછળ થઈ ઘેલડી,
સોંપ્યું તન મન ધન બાલડી.
ધૂર્ત સાત્વિક જ્ઞાનિ પંડિત સજ્જનને તરછોડી,
બળદને ચાંપે કયમ છાતડી.
ડીગ્રી કીર્તિ દંભ ગગનવે મસકાની ડાગડી,
ચાટીને બુટ ધુળ ખાસડી.
તાગડ ધીંના કરવા માડે ગરદન જન રાંકડી,
જન હિત શાનું કોને પડી.
ગ્રામવ્યવસ્થા વર્ણન થાકે કાલિદાસ બોગડી,
ત્યાં શું અજ્ઞ હું જ રેતડી.
શક્તિ અનુરૂપ વર્ણન કરૂં છું ધ્યાન લગાડી સુનો,
ભુલ તો માફ, રિત આપડી. ॥ ચાલ ॥
ગટરો રસ્તા પર નિસરે. ધુળ તો રોકે રવિ તેજને.
કચરો ઢાંકે છે પેટીને, દેડકા બોલે છે કાદવે.
ડાંસની પલટન દોડે હવે. ॥ ચાલ ॥
અરે નાકના વાળ બળેજે સુગંધ આવે પડી,
શેનું સેનીટેશન બાપડી.
ગલીમાંથી આ રાંગોડી કાઢે બેસી બાલડી,
દીપાવે કેવી મુજ આંખડી.
તેલ ચુરાયુ તેથી દુખીયા ફાનસ કરે પલકડી,
કોઈએ છોડી છે દીવડી.
માર્ગ કાપતાં પ્રલય કાલનો અંધારૂ આંખડી,
શું કરે હંસ આ ફાંકડી. ॥ ચાલ ॥

શા ખોસ્યાં શીંગડાં તમારાં નાગરિકે પાઘડી,
નકામી સુઝે છે ગાલડી.
વરસાદ આવતાં કાદવ રસ્તે ઘૂંટણ પુર રાબડી,
પડે છે લપસી સૌ ખાસડી.
ધોતી પાઘડી સાલ્લો વેણી ઠેકાણું ક્યાં પડી,
એ જાણા બીડે કેવી બાથડી.
મેમ્બરના નામે દે ગાળો જીભ વળે તોતડી,
મોંમાં કાદવની રાબડી.
પીતર તેમનાં સંબોધીને ગાળો ભાંડે ખડી,
રેડતાં તર્પણમાં રાબડી.
ગંધ રાબડી ફીલ્ટર વોટર ટપ ટપ નળથી ગડી,
જાણે શંકર પર આ ધરી.
આ તો જાણે તારે નામે નળનાં આંસુ ગળે,
ડુસકાં ખાઇ ખાઇને રડે.
આચમન લેતાં છુટી માછલી પાણીમાં તરતી,
પેટમાં તરત જ જઇ બેસતી. ॥ ચાલ ॥
પીડાતી જનતા રોગે, આ તો ઘર કર્યું પ્લેગે.
કોલેરા પીછો પકડે. ॥ ચાલ ॥
ઇન્ફ્લુએન્ઝાનો ચટકો લાગે કાનો પાછળ પડી,
બાંધી અસંખ્ય જન હાડડી.
ડોકટર બેટા આડા ફાટે પૈસે જન રાંકડી,
બેઠા મોટર લઇ ફાંકડી.
અનાથ જનતા મરે બાપડી ત્રાહી ત્રાહી ભગવાન,
ત્રાતા કોઇ ન તારા વીણ.
નગરદેવી તુ મ્યુનિસિપાલિટિ નમીએ તુજ માવડી,
જોડીને હાથ પગ રાંકડી.

---

## પ્રવેશ ૧ લો

રૂખી—

બોલ હું કાંમ મેલી છ પેટી,
આંખો કાઢી શેનો બતાવછ દમ દાટી. ॥ ધ્રુ ॥
આંખો કેળાંની છાલ આ કાચની,
લગન જનોઈનું કાઢી એંઠું.
છાણુ લોચોજ લાવે ભરતી,
શું આ રડેછ મ્યુનિસિપાલિટિ. ॥ ૧ ॥

—૦—

## પ્રવેશ ૨ જો

કપિલાબ્હેન—

મોહની અગમ્ય તારી,
શક્તિ પ્રેરણા અનેરી;
તુ જીવોની દુલારી. ॥ ધ્રુ ॥
દુઃખ લોહ ને ક્ષણુ અડતાં,
સૌખ્યમયજ કાંચન ગંગા.
આધાર તુજ સુખ દાતા,
અજબ લક્ષ્મી જાદુ માતા.
ધન્ય અપ્સરા. ॥ ૧ ॥

—૦—

## પ્રવેશ ત્રીજો

કેશવલાલ—

અરે ભાઈ ભડાક આયો પાણીનો અંગ્રેજી બંબો,
મ્યુનિસિપાલિટિનો આવ્યો પાણીનો અંગ્રેજી બંબો.
બે ઘંટા વાગે ઘણી બુમો મારે ઘેર ઉઠયો છે આગનો જંગ,
આગ દુધેશ્વરે બંબ જમાલપુરે લોક થયા રે જોઇ દંગ. ॥ ૧ ॥

બંબવાળા બધા ઝુકયા પીને ભાંગ અરે બંબા પર હાથ
હાથ જંગ,
તેની નળી ફાટલી તેની ગાડી ભાંગલી પડયું એન્જીનનું
ચક્કર બંધ. ॥ ૨ ॥
હોજમાં પાણી કયાંથી, કુવો પાસે નથી, ફાયર એન્જીનનો ન
લાગે પત્તો,
બંબ આયો ત્યાંતો થયો કોયલો બધો ઘર ધણીને થયો
અર્ધાંગ.
અરે ઘંટા વગાડતો આયો પાણીનો ઠાલો માલો બંબો.

## પ્રવેશ ચોથો

રામલાલ—

બે ધની ધતુરો મળે મળે નોકરને,
આ ન્યાય સદાનો જનને. ॥ ૬ ॥
પ્રતિવાદિ મરે છે ભુખે,
ક્ષય રોગી મરે છે મોતે.
પદ પાડે પત્થરો હાથે,
પણ વૈદ્ય વકીલ વકલોને છે છટાર દુનિયા ભરને. ॥ ૧ ॥
ખેતર તો ખેડુત ખેડે,
અધિકારી બધાને કનડે.
મોં બદલો કોણ ઉપાડે,
કનડીને ચોર ગરિબોને ઉલટુંજ પચાવે ધનને.

—o—

## અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

કેશવલાલ—

મીઠું મીઠું બોલીને જીવ મારો છેતર્યો,
છેલ છબીલી જાદુ તારો ઘેલો. ॥ ૬ ॥

રૂખી—
તુજ વિણુ દુનિયા પ્રેમ વિનાની હર ઘડી મન શ્વાસ છોડે છે,
માછલી પાણી વિના તલસત અરે.
કેશવલાલ—
તારા વિના આ કેશવો ઘેલો. ॥ ૧ ॥

## પ્રવેશ બીજો

રૂખી—
નાતરૂ થયા પછી હું કહીશ એવું કરવાનું,
તપાસ કરતી વખતે અહિં તહિં તમે.
વાંકી આંખે નહિ દેખવાનું. ॥ ૧ ॥
વાંકી ટોપી મૂકી ગલીમાંથી,
રાતે ઘર બહાર નહિ ફરવાનું.
કેશવલાલ—
પછાડ પટકી કરી માટલાં કાટલાં ફોડી,
ગાળો દઈ નહિ રૂઠવાનું.
મારી આંખો આડે પો ફાટતાં,
ઉઠી ગલી કુંચી નહિ ફરવાનું.
રૂખી-કેશવ.—
ચકલા ચકલી જેવું એક બીજા હાથે,
વ્હાલ કરીને ભેગુ હસવાનું.

## પ્રવેશ ત્રીજો

રૂખી—
હમજી, ઈમ કરવા રજ નહિ કરૂણા નીચને,
પરાણે પકડી ભંગ્યણુ ભોળી.
દેખસે જોર બતાઈ,
રાખ્ખસ શરમ કયમ નહિ હલકટ,
દુષ્ટ કરમ કરનારા. ॥ ૧ ॥
—૦—

## પ્રવેશ ચોથો

કપિલાબ્હેન—

સુંદર શોભે મનહર વસુધા,
શીખવે લેવા આનંદ ચપલા. ॥ ધ્રુ ॥
મધુર ગાન કોકિલા સુરીલી,
મનહર ભાવે મોહ મોદદે.

—o—

## પ્રવેશ પાંચમો

કેશવલાલ—

અરે થયું ડ્રેનેજ સેંકશન કિંમતનું, અજબ કલાનું,
કે અગાધ ચતુરાઈનું.
કે અલોલ સ્વાર્થીઓનું,
જાણે એન્જીનીયર કંઇ ઓવરસીયર એમનું પ્રદર્શન
અક્કલનું. ॥ ॥
પગ રસ્તા ગળી ધોરી રસ્તા શહેર ચોકખુ આયના જેવુંજ
બનવાનું,
ઘરબારો પાડી રસ્તા પહોળા કરી વેંન્ટીલેશન બધે
કરવાનું. ॥ ૧ ॥
પાતાળમાંથી પાણી પંપીંગ કરી ઉપર પિતરોના કનેજ
ફેંકવાનું,
ગટરમાંનું ગંદુ કુંડીમાંનું પાણી રસોડામાં સહેજ
આવવાનું. ॥ ૨ ॥
મોરી ગટર કરી જાજરૂ ફ્લશીંગ કરી સેનીટેશન પછી વધવાનું,
મોટા મોટા લોકો ચૂપ બેઠા ત્યાં તો અમે ગરીબને
શાનું બોલવાનું. ॥ ૩ ॥

—o—

## પ્રવેશ છઠ્ઠો

**બધા મેમ્બરો—**

ચાલો ભાઈઓ મ્યુનિસિપાલિટિ મેમ્બર તો થઈ આવીએ,
ગામ લોકનાં પૈસા ખાઈને બાપા થઈને બેસીએ. ॥ ધ્રુ ॥
ખોટા ખોટા ઠેકા આપી પુષ્કળ પૈસા મારીએ,
ટેન્ડરમાં તો કાકા મામા આગળ કરીને રાખીએ.
મારકેટ ગાળો ફોગટ આપી જુવાન માળણ રાખીએ,
આપ આપણી માનીતિને નર્સ શિક્ષિકા નીમીએ. ॥ ૨ ॥
નાકા પરથી માલ ગાડી ટેક્સ વિના પણ લાવીએ,
ઘરની આગળ પાણી છાંટીએ ગટર ફાનસ લાવીએ. ॥ ૩ ॥
કરવી બડબડ નથી વધારે એક શબ્દમાં બોલીએ,
સ્વાર્થ ખરો પરમાર્થ જુદ હય મૂલ તત્વ અહિં સ્થાપીએ. ॥૪॥

—o—

## અંક ૩ જો

## પ્રવેશ ૧ લો

**શેખહુસેન—**

સુલતાન શહર કે યાર હમ તો મ્યુનિસિપાલિટિ વાલે,
નવાબ બને હય યાર હમ તો મ્યુનિસિપાલિટિ વાલે. ॥ ધ્રુ ॥
યે હય પગલોકા બાજાર,
હમ પર નહિ રખના ઇતબાર.
અડપ ઝડપકા માલ દબાકર મઝા ઉડાને વાલે. ॥ ૧ ॥
સીને સે ખીંચ લગાદે,
બોસોં કે ભરદે પ્યાલે.
ભરી જવાની શરાબ તેરી, મુઝે પીલા દે પ્યાલે

—o—

## પ્રવેશ ૨ જો

કપિલાબ્હેન—

નર મનને કલ્પના ક્યાંથી, અરે આ લલના. ॥ ધ્રુ ॥
કુટીલ બોલ આ હૃદય દુખાવે,
રંજ ધ્યાન આવે અબલા. ॥ ૧ ॥

—૦—

## પ્રવેશ ૨ જો

રામલાલ—

નવાઇજ જોઈ કપિ એક ત્યાં તે,
વગાડે વીણાને.
અજાએબ જોયો કપિ એક ત્યાં તે,
બીજા ઢોર છે આજુબાજુ ફરેલા. ॥ ધ્રુ ॥
બોલી ધ્રુવડ તાલ ધરી ગ્રામ સિંહ બેઠા છે,
મોર ઢેલ મૈના વન કોકિલા કુકે છે.
હંસ બતક ચકલી પણ સૂર ભરી નાચે છે,
પલ બે છૂટ તહાતા થઇ થઈ નાચે છે. ॥ ૧ ॥
હરણ શાહમૃગ હાથી તુરંગ મત્ત ઝુંઝે છે,
ખેચર નિચ ગધેડા આ ઢોર અરે બેઠાં છે.
બળદ કોક ચુંટેલા પુંછ ઉંચે નાચે છે,
કપિ મુખન પર છટા જોઇ તાન મારે છે. ॥ ૨ ॥

## પ્રવેશ ૨ જો

રૂખી—

વ્હોટો માટે ભીડ થઇ બધે હાટે,
ચુંગલ મોટી પેટ માટે થઇ બધે હાટે. ॥ ધ્રુ ॥
શું કહું છું કરે લટપટ,
મેળવે છે વ્હોટ ઝટપટ.

ખોટું ખોટું બોલીને લટપટ,
કરી રોટીથી પડથારે બાંધે છે ગાંઠે. ॥ ૧ ॥
ખાવા માટે કોઇ મેજીસ્ટ્રેટ,
રાવબાહદર લે ભરી પેટ.
રૂસ્તમજી પેસ્તનજી જમજેઠ,
દોડી દોડીને કુતરા ઝગડે આ હાડકાં માટે. ॥ ૨ ॥
સરલા મેનાં બેન માસ્તરેન ગંગુ ચંદ્રા હેમ નર્સેન,
વાકે વાળે ચમકી માણુ પેરી સાડીજ ચળકાટે
મતો માટે. ॥ ૩ ॥

ટાંગા વાળાની આવી બોણી,
મોટર વાળાની આવે લ્હોણી.
ઘેર આવી રોજ ઉજાણી,
પણ ગાળો ભાંડે મન મોંણી.
જો ભંગી ધોબી પોતે લઢે આ પેટ માટે. ॥ ૪ ॥

—o—

## પ્રવેશ ૩ જો

શેખહુસેન—

સુનો મેરે ભાઈ કમિટિકા ગાના,
હરામીસે મુફતકા ખાનાપાના.
કંદિલ લગાના સફાઇ કરવાના ઝાડુ દીવાના વો
પાણી છીબાના,
મેમ્બરોકા દીલ ખુશ બ્યાન. ॥ ધ્રુ ॥
માલોકી ખરીદીમેં યે કમીશન ઉડાતે હય,
નાના ચચા યા સુસરેકુ કંન્ટ્રાટ દેતે હય.
સ્ટોરકા માલ કંડમ્ કરકે લીલામ કરતે હય,
છાલોં કે હાથ ખરીદ લેકે બંગલા ઉઠાતે હય. ॥ ૧

આંખો મિલા કે કંચનિસે પાન ખાતે હય,
ઝોંવકે બગિચેકે ફૂલ ગલે ચઢાતે હય.
મુફ્ત મિલા તો ઝમ ઝમ કે રંગ ઉડાતે હય,
પહિછાનકા કોઇ ટપક પડા તો સંદુકમે છુપતે હય. ॥ ૩ ॥
બાજાર કે આલુ તરકારીયે ખૂબ ચરતે હય,
લાઇસન્સ કે જોરસે દુધ મલાઈ હજમ કરતે હય.
હોટલ વાલે પાનવાલે ગુલામ હોતે હય,
પેટકે લીએ કદનો પર શીર ઝુકાતે હય. ॥ ૩ ॥
ગોર ગુરીબ દેખકે ઉસસે ડરાતે હય,
જોરાવર કોઈ નજર પડા તો દુમ દબાતે હય.
સાહેબ નામ સુનતેહી હોશ ઉડતે હય,
દે ભાગ ધરકો પયજામા ધોતી બદલતો હય. ॥ ૪ ॥

—o—

## પ્રવેશ ચોથો

બધા હજામ—

સુધરાઈ સ્વરાજ્યનો મેળો,
વ્હોટ કરીએ ભેળા.
સુધરાઇ હક્કરનો મેવો,
હાલ બનાઇએ હોજો.

—o—

## પ્રવેશ ચોથો

જીવલો

ધોબી ઘાંચી હજામ મોચી સુતાર હોનાર,
રાવસાબ શેઠ શાવકાર.
હંધા કરશે સલામ ભઇલા શાની દરકાર,
બંદા થવાનું મેમ્બર. ॥ ૬ ॥

સુ વિસાતસે પસે કોમની કરશું શરકાર,
ગોમનું દીલ્હી શહેર.
ધંધેવાળા અમે મરદ નહિ જઈએ,
પણ ભાર કોઈના કાકાને હાર. ॥ ૧ ॥
ગોમ આખાના દાગીના ધડશે હોનાર,
ધોશે કપડા ધોબી કરશે સુતાર ઘરબાર. ॥ ૨ ॥
ઘોંચી પીલે ઘોંણી કરશે હોયા મેમ્બર,
શિક્ષણુ શિક્ષણુ કરી માંગશે.
ભીખ પ્રોફેસર,
બદલા ફરીને ઘેર ઘેર. ॥ ૩ ॥

## પ્રવેશ ચોથો

ચંદી—

મેરે ગદુ લાલકું તુમ વ્હોટ દેનાજી,
વ્હોટ દેનાજી મત દેનાજી. ॥ ધ્રુ ॥
ગલેમે મોતી કાનોમે કુંડલ,
બાલોમે લાગડી બુંદ લાઇજી. ॥ ૧ ॥
મુડી મુરડ કર બંગલા બનવા કર,
હરામેસે પેટકુ બઢાયેજી. ॥ ૨ ॥
મારવાડસે ચીઠ્ઠી આઇ બીટવા ભયો હય,
ગદુલાલ બંમન જીમાએજી. ॥ ૩ ॥

કોરસ

પાર તંત્ર કાદવથી દેશને છોડાવવો,
હિંદ દેશ મારો, જીવ પ્રાણ મારો.

